ગથી સમજોરે અંતસ કરણ બોલે. ૩ પારશને પ્ર
તાપેરે લોહ કંચન થાય, શદગુરૂ શતશંગેરે અવી
ધ્યા જાય ૪ કેહેછે રેવાશંકરરે શમજો કોઇ શાણા
જોતાં ઉડી જાસેરે રંકને રાંણા, ૫

જગમાં ભક્તિ મોટીરે શમજી લ્યો માંગી, જન
મ મરણને ટાળોરે લેજે તું જાણી, મોહ માયાને મુ
કોરે ભગવતને ભજજો; હુ માહારૂ હરદથીરે, ટાલી
ને રમજો; ૨ આનંદ ઉરમાં લાવીરે વીવેક જો જો;
સુબુધી સગેથીરે, અવીદ્યા ખોજો ૩ શત વડે શો
ધીનેરે શચરાચર જાણ્યાં જ્ઞાન ધ્યાન કરીનેરે, મા
હાસુખને માંહાંણ્યાં, ૪ કહેછે રેવાશંકરરે, શતશંગે ચા
લો, પ્રેમી પ્રીત્ય કરીનેરે પરમારથ પાળો. ૫

અથ ભજન શીખ્ય તે **રાગ ધોલ** ભરમે ભુ
લો ભજન કરી લ્યો, ભાવે ભટકણ ભાગે જવુ જરૂર
જમતો જોર કરસે જુવો જાગી૦ ॥ ટેક ॥ પરતક્ષ
પુરાણ ગ્રંથ બોલે છે, અજ્ઞાંની અલગો જાણેછે. એ
તો અનુભવી મનમાં માંહાંણે છે, ભરમે૦ જવુ
જ૦ ૧ અંતે આગલ માલમ પડશે, તન ત્રિવીધી

શાહેવા પડસે. ત્યારે મુરખ પાછો પસ્તાસે ભરમે૦ જવુ જ૦ ૨ જે જન મદ માયામાં મોહોવાયા, તે ચાર ખાંણે જઈ ખોહોવાયા, કોંઈ કરમ કીચમાં કુટાયા ભરમે૦ જવુ જ૦ ૩ અભીમાંનો અ ધરમ ચાલે મન મનસુબા મોહોટમ માહાલે, શઠ શત વચને નવ પાલે ભરમે૦ જવુ જ૦ ૪ હરી હા થ હીરો હાજર થાવે, કોઈ શમજો જરા દુર જાવે રેવાશંકર શાચુ કાહાવે. ભરમે૦ જવુજ૦ ૫

જંજાલી ૭૧ જનમ ધરીને, જયુગતે જાણી લે હરી; સમરણ કરયને સંત સમાગમ, જમ જાશે પા છો ફરિ. ॥ ટેક ॥ તેં અકલ અબોધા નવ્ય છાંડો. બહુ અધરમની બાજી માંડી; દુખ દાવાદળ વેઠે દા ડી, જંજાલીજી. સમરણ૦ ૧ તેં ખલતૈમાં ખોટુ કી ધુ, પય મુકીને વીશને પીધુ; કંચન ત્યાગી કાજલ લીધુ, જંજાલી. સમરણ૦ ૨ તુ અન્યાને અનરથ ચાલે, બહુ પડપંચનાં પાખંડ પાળે; જાંણી જુઠાનો ઝગડો માહાલે, જંજાળિ. સમર૦ ૩ તુ પદમનિ પર ધન હરે, પાપી પુરો પંચાત્ય કરે; પાયે પગલા દે

બેહુ ધેરે જંજાળિ. સમર૦ ૪ કહુ શાંભળ્ય શિષ્યા મણ માહારી, એ સમજે તેહેને છે સારો; રેવાસંકર ધિરજ ધારી, જંજાળિ. સમર૦ ૫

જીવજાણીને અંતરમાં ઓળખ્ય, એક આત્મા ભુપ છું; અતર જ્યામી, કર્મે કુટેને ભમ્યો તુ તે સ્વરૂપ છું. ॥ ટેક ॥ તેને હયડે નારી નીરખી, મીથ્યા માયા કો હીડે હરખી; કે બુદ્ધિને કોડે પરખી, જીવજાં. કર્મે કુ૦ ૧ તેં દીલમાંથી દયા કાહાડી, ખાસ ખોટીમાં ખેંલુ વાડી; મદમછરમાં ઉમર કાહાડી, જીવ જાં. કર્મે કુ૦ ૨ તેં અજ્ઞાનનો આદર આંણ્યો, ગરવે ગોઠવાણીમાં માંહાણ્યો; અધરમમાં ધર્મ તેં નવ્ય જાંણ્યો, જીવ જાં. કર્મે કુ૦ ૩ તેં પાપે પર નંધા કીધી, લોભે લોભે લાલચ લાંચો લીધી; કુકર્મે સંગત્ય કુડી કીધી, જીવ જાં. કર્મે કુ૦ ૪ પ્રેમ પરમેશ્વર જાણ્યા સાચો, ભવસાગર તરવાને રાચો; રેવાશંકર ગુરૂને જાચો, જીવ જાં. કર્મે કુટે૦ ૫

અજ્ઞાની જીવ અંધારે અથડો છુ અભિમાનથી, શામરી લેને પ્રિત્યવડે પુરણ બ્રંહ્મ તારે ધ્યાંનથી. ॥ ટેક ॥

તે તારૂણિ તનમાં ન જાણી, જાશે આયુશ વેહેતે પાણી; હવે શમજ્જે સદગરૂની વાણી. અજ્ઞાની જીવ૦ સમરી લેને૦ ૧ તેં તાંને તાપ લીધા તનમાં, ધંધો કરી ધાયો ધનમાં; ભગવત ભજી લેજ્યે મનમાં. અજ્ઞાં૦ શમરી૦ ૨ તેં તંન તાણી નવ્ય જોયુ, મેલુ મન વેગે નવ્ય ધોયુ; ધીક ધીક જીતર હાથે ખોયુ. અજ્ઞાં૦ શમરી૦ ૩ તેં તંન વિશે તાલ્લમ કીધી, પય મુકીને મહાજયમ પીધી; ભગવાનની માળા નવ્ય લીધી. અજ્ઞાં૦ શમરી૦ ૪ કોય ગેમી શામજી લ્યો ખટકો, મીથ્યા આ વૃણમાં નવ્ય અટકો; રેવાશંકરને છે ચટકો. અજ્ઞાં૦ શામરી૦ ૫

જાણી લેને જઠરામાં જરૂરપણે જપસાપસો. ભાવે ભજન કરી લ્યો તેથી ભગવત ઘેર લાવશે. ।। ટેક ।। જુવો ઝાડ પાહાડમાં પરવરસો, કોળ નોળ વિસે વાણીચર થાસો; મદ મગર મછ કાંટો ખાસો. જાણી લે૦ ભાવે ભજ્ય૦ ૧ જુવો કરમકટિ પતંગ માંહી, વરૂ વાઘ વેંછી થાશો તાંહી; ઘરોલી ઘોહોડ ઘરમાં જ્યાંહી. જાંણી લે૦ ભાવે ભ૦ ૨ જુશિયાળ સરપ થૈને આ

સો, માખ મગતરૂ મશિ માહાલો; પશુ પંખીમાં તે તો હાલ્યો. જાંણી લે૦ ભાવે ભ૦ ૩ જુવો ચ્યાર ખાં ણયમાં તે પડીયા, અપરાધી અધમ અવતરીયા; ચો રાશી લક્ષ્યે તે ફરીયા. જાંણુ લે૦ ભાવે ભ૦ ૪ મોંહોઘો મુનશા જનમ આપ્યો, ભગવત ભજવા તુજને આપ્યો; રેવાશંકર સોહંગ જાપ્યો. જાણી લે૦ ભાવે ભ૦ ૫

સમરી લ્યોને પુરાણ પ્રંહ્ય પ્રિત્યેથી પાર ઉતારશે, સુરતે સાધો સદગુરૂને સ્નેહ કરીને તારશે ॥ ટેક ॥ ત ભ્રી ત્રીપુટી તતબર થાજો, જઇ તરવેણી સંગમ જો જો; ધીરજથી ધ્યાંન તમે ધરજ્યો સમરી સુરતે. ૧ સદ વીદ્યા વેદાંત કહીયે, સતસંગ વીશે જઇ સાંભળી યે; ગાહા વાકય રૂદેમાં રાખી રહીયે સમરી સુરતે. ૨ શાટ શાસ્ત્ર વીશે સાચુ કહે છે, ઉપનીશદમાં હેવું રહે છે; શરૂતીઓ સાર સઘળો લેછે સમરી સુરતે ૩ ભા ગ ત્યાગ કરો શમજો પોતે, અન હદ નાદ થઇ રહ્યા જોતે; ભવસાગર તરીલ્યો હેતે સમરી સુરતે. ૪ વ્યા પીક ચચરાચરમાં જાંણો, દ્વૈત ભાવ કરી મત ન

વતાંણો; રેવાશંકર મનમાં માંહાંણો સમરી સુરતે.

કાચો કાયા ઢંગ તાહારા ઘડથી તેતો ઢળી પડયા, જુવો ભજન વીના ભવનો ભાર રહ્યો જાંણો ની શ્ચેખડયા ॥ ટેક ॥ અધુરો આધાર તેતારો, દીસે પરપોટો બહુ સારો; જો સમંદ નથી માહારે તાહારો. કાચો કા૦ જુવોભ. ૧ કહો કયાં રહો છો ને કયાં પડશો, ભજન વીના તમે રડવડશો; મેલામાં મેલો પીડવશો. કાચી કાયા૦ જુવોભ૦ ૨ તમે જાંણો નથી જે ગરવ કરચો, ભેદ ભાગીને હું કોરે રહ્યો; બોલણુ હારાને નવ લહ્યો. કાચી કા૦ જુવો ભ૦ ૩ ઘટમાં છઈયેને નવ રહીયે, તારે હમે તમે જુદા વહીયે; એ માંનો સાચુ તે હઇયે. કાચી કા૦ જુવો ભ૦ ૪ સમઝુ સમજો મીથ્યા કાયા, નથી રેવાશંકર લોભાયા; વીચાર કરી લેજ્યો ડાહ્યા. કાચી કા૦ જુવો ભ૦ ૫

જીવ જરૂરપણે જોયામાં જાણુ છું સાચા તે હરી પુરવ સંચે સમંદ થયો તમારો કહુકરી ॥ ટેક ॥ મન મુજયાગ કરી ખેલ્લાવાડી, પેહેરો કનક કડાં કુંડળ દહાડી, કાહાડી લેતા જુવે નાઠી જીવજ. પુરવ૦ ૧ તમે પુ

શાતંન પંથે પડસો, મુકી હમને સ્થાનક વસસો; પ્રભુ પ્રેમે વાંકગનો ખમશો. જીવજ૦ પુરવ. ૨ તાહારાં સગાં સોહોદર બહુ આવે, જોઇ જોવડાવી પાછાં જાવે; કુડા કાઢને તે લાવે જીવજ૦ પુરવ૦ ૩ લેખ લીલાટમાં જે લખીયા, તે પ્રમાણે થાસે કરીયા; પછે ગન સુખા મનના શમીયા જીવજ૦ પુરવ૦ ૪ કહે રેવાશંકર વીચારો, ભવશાગરનો તરવો આરો; સમજીલ્યો આતશાર છે સારો જીવજ૦ પુરવ૦ ૫

કોય સમજોને શંત શમાગમ વીના જય જયના આંણસો, લાભ અશ્રિત પીને અમર થૈ રહેસો તે જુગમાં જાંણસે. ॥ ટેક ॥ તેં જનમ ધરિને શું કીધુ, ખાલતે ખાંપણ માંથે લીધુ; તાહારી જનુનીને દુખ દીધુ. કોય શમજો૦ આંશ્રત૦ ૧ તું અધરમમાં આધર હિંડે, કોય શંત શિરોમણને પીડે; પર ઉપગારમાં તે બહુ ચીડે, કોય શમજો૦ આશ્રી૦ ૨ તને હરી કથા રસ નવ ભાવે, પરનંદામાં પુરો કહાવે, ભાંડ ભવઇમાં હેતે જાવે. કોય સમજો૦ અશ્રોત૦ ૩ તું શવારથે શુરો થઉ છુ, પરમારથમાં પાછો રહુ

છુ; અંન્યામાં આગલથી જઉસુ. કોય શ૦ અપ્રીત૦ ૪ રેવાશંકર શમજો મનમાં, અંતર જામી એજો તન માં. હરી હીશાબ કરી લેસે પળમાં કોય શબ૦ અ પ્રીત૦ ૫

પ્રેમી પરખો પુરણ બ્રહ્મ મલસે, પુરવ પ્રીત્ય કરી હીમત રાખો હરીજન શાથે; હેત કરી લ્યો તે ફરી ॥ ટેક ॥ મન મારી મરજીઆ માંહાંણો, સચરાચ રમાં લહેરે જાણો. મીથા માયાને નવ તાણો, પ્રે મીપ૦ હીમત૦ ૧ વેગે શટશાતરુને તજજો, વીચારો તુ રીઆ પર જો જો, શાંને અખીલા નંદ રમજો, પ્રે મી પ૦ હીમત૦ ૨ છલભેદ છાક છત્યથી છાડો, ભ ગવત ભજવા બાજી માડો; તજો ત્રીપુટી ગરવ ગાંડો મો શ૦ હીમત૦ ૩ ષટ સંગતી પેદા કરીએ, સદ ગુરુને રૂદે ધરીએ; તેથી પુરણા નંદને મલીએ. પ્રે મી પ૦ હીમત૦ ૪ ભાવે ભજજો ભલઇ થાસે, દ ખી જમ ફીકર દુર જાસે, રેવાશંકર આનંદ થાસે પ્રે મી પ૦ હીમત૦ ૫

જુવો જનમ ધરી ને જન છતા, જુગતે જાણા

છે હરી. મુકી માંન્ય ગુમાન્યહેતે હીડે, પરમેશ્વરને તે વરો. ॥ ટેક ॥ તે સત્ય વડે શોભે શારા, જેવા ચંદ્ર વીસે તારા; આ લોકે પરલોકે ન્યારા જુવો જ૦ મુકીમાં૦ ૧ જુવો સંત સમાગમમાં ડાહયા, તે જોત્ય સ્વરૂપ જોવા ધાયા; ધન્ય જનુનીએ એવા જાયા, જુવો જ૦ મુકીમાં૦ ૨ જુવો પ્રેમ રસના એ ભોગો. અવિદ્યાથી અલગા જોગી, જુગમાં અમરછે આણરોગી, જુવો જ૦ મુકીમ;૦ ૩ જોવો અદભુત જ્ઞાંનમાં એ પુરા, શોહંગ સમજ્યા તેથી સુરા, ચીત અઇતનમાં છેચકચુરા જુવો જ૦ મુકી માં૦ ૪ તે સત ચીદ આણંદને જાંણે; તે મ પદારથને તાંણે. રેવાશંકર માંજો માંહ્યાંણે. જુવોજ૦ મુકો માંન ગમાં ન૦ ૫

સોહંગ શમિયા શત્ય પદારથમાં શંસે તેહેના ભ ળ્યા, કરયો વિવેક વીચ્યાર આદરને અજવાળે ત્રિવી ધી ટળ્યા. ॥ ટેક ॥ માયા ા મનઓ વારો, ભ વશાગરનો તરજ્યો આ ત્રારમાં છે જીવા રો. સોહંગ૦ કરયો રૂદેમાં ન૦૧

અડકે, કુકમ ચોગે ચાલુ તડકે; જોઇ સં. સમાગમથી ભડકે. સોહંગ શ૦ કરચો વીવે૦ ૨ તે મુનસા જનમ માપે લીધુ, તિરથ વ્રત શુંકીત નચ્ય કીધુ; દુષ્ટ સંત શિરોમણ્ દુખ દીધુ. સોહંગ૦ કરચો વીવેક૦ ૩ તને વારે વારે શું કહીયે, ફગડંડ ફુસી ફરતો હૈયે; પ્રભુનુ ધ્યાંન રૂદે ધરીયે. સોહંગ૦ કરચો વીવેક૦ ૪ જે જન પુરણ્ બ્રંહ્મ ભજી લેસે, તે ઝટપટ ભવસાગર તરશે; રેવાશંકર બ્રંહ્મમાં ભળસે. સોહંગ સ૦ કરચો વીવેક૦ ૫

**રાગ ધોળ** આ ચાલો સૈહીયર સહુ મિત્યેરે જૈયે, સદ્ગુરૂને મળીયે સહીરે; આ શ્રધા સિહાસન માંરે બેસાડી નિમ્રતાયે સ્નાંન કરાવીયેરે. ૧ અચિત ચંદન ચરણે જઇ અરપો, પ્રેમના પુષ્પ ચડાવાયેરે: અગીલ ગુલાલ ધુપ દૈપ નૈવેદ વિવેક વડે કરો આરતીરે. ૨ આ સત્યે શ્રીફળ આપણ કરમાંરે લેઇયે, મન વડે જઇ મુકીયેરે; પરદક્ષણા ડંડવ્રત છે વિચ્યારે ધ્યાનમાં રાખી ધારણારે. ૩ આ અંતર ચક્ષુવડેરે નિહાળો, મળશે પુરણાનંદ પ્રીત્યથીરે; આ સુરતાવડે શ

હુ સાધન કરજો રાખી ગુરૂગમ આશારેરે. ૪ આ ઓહુંગ સોહુંગ બે ભુજ ભીડિને, નાથને લેજ્યો બાથ મારે; આ રેવાશંકર તો દાશગુરૂનો, રૂદીયે રાખજ્યો મુજનેરે. ૫

આતુરતાએ ઇછા કરી બેહુ સારિતે પંચ કોશિ બંગલો બનાવીઆરે, સત સંગ સ્થંભ ઉપર કરાવિને સાદ ગુરૂ ગ્યાન બાંધ્યો રચાવિયોરે. ૨ આજ્ઞાંનનો મોભ ઉપર નંખાવિને વિચારની વળીયો પથરાવિયોરે, ૩ આ વઇરાગ્યનાં નળિયાં છવડાવિને ગુરૂશબ્દ ગારે લિંપાવીયોરે. ૪ ઓહુંગ સોહુંગ બે દ્વાર મુકીને બ્રહ્મ ખેલે તેમાં રહિરે. ૫ આ નીવરતી નારીના રે સંગે હાસ્ય વિનોદ કરે સહિરે. ૬ આ સુમત સુતારી એટલે આવ્યો હાથ જોડિને ઉભો રહયોરે. ૭ દયા કરી તને મેહેનત આપી નિજ લક્ષ લાભ તાંહાં આપીઓરે. ૮ આ સુરતાનો દંડ કરમાંરે ઝાહલી કામ ક્રોધને મારીયારે. ૯ આ અંતસ્કર્ણમાં અનુંભવ કરીને અજ્ઞાન તસકર તાંહાં કાઢિયોરે. ૧૦ આ ચીત ચૈતન ચિદાભાસમાં માંલીયો બ્રંહ્મ સાગર રહયો ભરિરે. ૧૧

ગુરૂજીની પાશે,રેવાશંકર માગે ચીત ચરણે રાખો હુ રિરે,

અથ **રાગ ગરબી** સંધેસાની લીખ્યતે. આ ઓધવજી સંધેસો તમ સાથે કહુ ટેક. કેહેજો જઈ શાં મળીયાને નીરધારજો, અંતરમાં અકળાંમણ થઈ મુજને ઘણી; તે હું તમને કહું સઘળો વિસ્તારજો. ઓધવજી૰ ૧ આ બાળપણામાં બોલાવી હમને ગયા, તે વીજયોગે મેંહતો નવ્ય રેહેવાયજો. મોહનજી વીચારો મનમાં પ્રિત્યથી; શાંમળીયા ઘરમાં નવ્ય શેહેવાયજો. ઓધવજી૰ ૨ વિજય વિનતાની ટોળી તે સહુ વિસર્યા; હેતે પ્રિતે મળીયાં કુબજયા નારજો, મોહનજી મોહ્યાછે તે સ્વરૂપમાં; સરખા સરખી જોડ મળિ બેહુ સારજો. ઓધવજી૰ ૩ આ ગોવીંદજી ગોઠવાણી કર જયો મનમાં. હું અજ્ઞાંની અબળા છુ માહારાજજો રેવાશંકરનો સ્વામી સોહામણો, પ્રેમે પુરશોતમ સધારો કાજજો; ઓધવજી૰ ૪

આ ઓધવજી વીવેકે વીનતી મેં કહી. ટેક૰ મેંહતો આવું નહોતું જાણ્યું નાથજો, આ મુજ અબળાને તર

છોડી તમે સંચરયા. મુકયો સરવે ગોવાળોનો શાથજો, ઓધવજી વિ૦ ૧ આ વંઠલવર વીસ્વાશે હું બેશી રહી, સાશુ નણંદી રાખેછે બહુ ઝેરજો; આ કપટી દીસે કામણગારો કાહાનજી. વાળ્યું તમે કીયા જનમનું વેર જો, ઓધવજી૦ ૨ આ જોબનમાં વાહાલાજી હું ઝુરી રહી. તેનો તમને કાંઇ નથી વીચારજો, કંથ વિના કાયા મારી ઝાંખી પડે, સાંમળીયાજી સમજી લેજો સારજો. ઓધવજી વીવે૦ ૩ આ મોહનજી મથુરાંમાં માહાલી રહ્યા, દુખ દરીયામાં હમને મુકયાં વેહેતાંજો, કોણ જનમનાં સંચીતથી પ્રીતી કરી, વંદ્રાવનમાં નોધારાં જઇ રેહેતાં જો ઓધવજી વીવે૦ ૪ આ અંતર જામી અંતરમાં સમજી રહયા. કાયા હૈયાં પણ જીવત ગારી પાસજો; કરજોડીને હું તમને વીનતી કહુ, પુરો માહારા મનની પ્રભુ આશજો. ઓધવજી વીવે૦ ૫ આ આનંદમાં અલબેલા કયારે આવશે, રેવાશંકરનો સ્વામી સોહાગીજો. આ નટવરજી નીંદ્રામાં તે મુકી ગયા, ઓચંતી હું ઝબકી ઉઠી જાગીજો ઓધવજી વીવે૦ ૭

આ ઓધવજી કહેજયો તે નંદકુંવરને. ટેક. શાંને કાજે જુગજીવન દુભાયાજો, આ હમેતો મરજાદા લાજ ગણી નહીં; મોરારી મનથી ઉતારી માયાજો, ઓધવજી કહેજયો નંદ૦ ૧ આ નેહ તજી નમેરા થઇ ગયો ના થજી, મલ્યાં મન કુબજામાં તે કેમ તુટે જો, જીવણ જી જનમારો તે એળે ગયો, પડી ગાંઠય રેશમની તે નવ છુટેજો, ઓધવજી કહેજયો૦ આ ગોવીંદજી તમ ને આવુ ઘટતુ નથી, અલબેલી અબળાઓ સરવે ચાહા યજો. આ ગેહેલીને ગાંડી થઇ વીનતા આથડે, તમો વીના પ્રભુ મંદીર ખાવા ધાયજો. ઓધવજી૦ ૩ આ ગીરધારી ગોકુળીયુ છોડી સંચરયા; હમારે છે નામ તણો આધારજો. રેવ શંકરનો સ્વામી આવી મળે. સમ જાવો જઈ સાંમળીયો આ વારજો, ઓધવજી૦ ૩

આ શાંમલીઆને સંદેશો ઓધવ કહે, ॥ ટેક ॥ ગોકળીઆના પ્રેમ તણો મહીમાયજો, જયાં જોવા જઇએ ત્યાં તેવી વારતા. એવી ભકિત કોય થકી ન વ થાય જો; શાંમલીઆને૦ ૧ આનંદ જશોદા માતા ની ભક્તિ ભલી; ગોપીઓના પ્રેમ તણો નહી પા

રજો, આ ગોવરધનનને માલે ગાઓ આથડે. ગોવા ળાંને લાગ્યો છે એક તારજો, શામલીઆ નં० ૨ આ નગ્રના લોકાંનું ઝાઝુ શુ કહુ, મંન થકી મુકે નહી એતો ધ્યાંન જો, શાંમલીઆ સમજીને સું પુછે લી, એ લોકોનુ મોહન રાખો માંન્ય. જો શાંમલી યાને० ૩ આ કરજોડી રેવાસંકર વાનતી કહે; સદ ગુરૂ મોહોટાનુ બાંનુ હાથજો, આ પુરણ બ્રંહ્મ પુરવ ની પ્રિત્યે મેં કહયું, માહારાજ મુજને રાખો, રૂદી યા સાથજો શાંમલીઆને० ૪

આ હેત વડે હશીને હરજી બોલીઆ, ।। ટેક ।। ઓધવજી હુ જાણુછુ મન માંહજો, પ્રેમ વડે તે ભક્તિ માહારી આચરે. એ ફલ આપીશુ હમે જઇ તાંહ જો, હેત વડે હ० ૧ આ નેહ કરીને નામ નીરં તર આપીયું. હેતે પ્રીત્યે રટશે વારંમ વાર જો. આ સત્ય વડે એ તો સરવે સોભી રહયાં; ભા વે ભવસાગર ઉતરશે પારજો. હેત વડે હ० ૨ આ સુ રતા સાધન જે કોઇ રૂડુ સાધશે, તેનાં ટળશે ત્રિ વિધી તન તાપજો, મુક્ત થઇને મરજીવ્યા મન માં

ફાણશે, ચોરાશીના ફેરા થાશે માફજો, હેત વડે હ
શીને હ૦ ૩ આ રેવાશંકરદાસ પ્રભુજી તમ ત
ણો, તેહેને તમે શરણે રાખો નાથજો; બરદ બાંના
નુ પ્રભુજી પાલીએ: હેત વડેથી માથે મુકો હાથ
જો,, હેત વડે હશીને૦ ૪

**રાગ ધોળ** સઈયર સમજો સદગુરૂ સ્વામી
ના તાર, તેથી ભવ તરસો. નિરધાર સહીયર કહુ
પ્રીતથી ॥ ટેક ॥ શદગુણ સણગાર સજો માપે. પે
હેરા કલ્લાં કલ્લાં આપે. સહીયર ક૦ ૧ તુસી તનમ
નીયુ ટેકના તોડા; પેહેરો શત્યના શોભીતા ચુડા.
સહીયર૦ ૨ જ્ઞાંન ગુજરીઆં ગુજરી સાથે. પેહેરો
બેરખો બાંનાની હાથે સહીયર૦ ૩ વાળી વી
છવા તે વઈરાગનો વીર. હોડો ચીત ચુદડીનાં ચીર
સહીયર૦ ૪ ચેતીના ચાણીઓ. ચુપની ચોળી; હે
તે હારડા પ્રેમ પટોળીં; સહીયર૦ ૫ સતશંગ સ
ણગાર સજ્યા રીતે, સીથો પુરચોં સ્વરૂપનો
પ્રીત્યે, સહીયર૦ ૬ નેહ નીરમલ નરણાં તે સાહા
રીએ, વેગે ફલાતુ મનને વારીએ. સહીયર૦ ૭ રે

વાશંકર કહે શદગુરૂ શેવો, પાંમો લક્ષ મોહોબાનો મેવો, સહીયર કહુ પ્રીતથી. ૮

અથ તીથીયો લીખ્ય તે આ પડવે પ્રાંણી પર મારથ કાંઇ પ્રીછોરે, તેથી પાપ સમુલુ જાય, તે તમે ઇછોરે, ૧ આ બીજે દોધો બોલ ગુરૂએ પ્રિત્યેરે, તેથી ઉતરસો ભવ પાર રૂડી રીતેરે, ૨ આ ત્રિજે બોલે તન વીસે તપાશોરે. ગુરૂ શબ્દના આધારથી ઉ પાશોરે, ૩ આ ચોથે ચિતવના ચીદનુ તે કરીએરે, છે બ્રંહ્મ કલોલા દેસમાં જઇ રહીએરે, ૪ આ પાંચમે પ ડપંચ મુકી રસ ચાખોરે, કરી વેદ વચન પરીમાણ પ્રૌડ ચીત રાખોરે ૫ આ છઠે માયા છાકમાં જેમ ભમીયારે તે જરૂર પણે જમ માર જઇ શમીયારે ૬ આ સાતમ સદગુરૂ સંગ રૂડો જે કરશેરે; તે જોતી રૂપના નુર વીશે જઇ મળશેરે, ૭ આ આઠમે આ પ્રાણ તજીને ચાલોરે, રૂડાસંત સમાગમ જંન વીશે જ ઇ મ્હાલોરે, ૮ આ નાંમે નિરગુણનાથ વેદમાં ક હે છે રે. તે પ્રેમ વડે પરખાય અંતરમાં રહેછેરે; ૯ આ દશમે દરશન ગુરૂનુ કરશેરે તેનો ભવ સાગર

નો ભાર હરિ શહુ હરશેરે, ૧૦ આ એકાદશી આં નંદ ઊરમાં આણોરે. સચરાચરમાં એક બ્રંહ્મ પ્રીત્યે જાણોરે, ૧૧ આ બારશ બાવન બાહાર વિચારીજો શોરે, ત્રેહેપનમો જાંણ્યે લાભ થસે દુખ ખોહોસોરે ૧૨ આ તેરશ તુરીઆ પદ ઊપર જઇ નીરખોરે ઊં ધાડિ અંતર આંખ વડે જઇ પરખોરે. ૧૩ આ ચોદશ ઇદ્રી ચઊંદ વીશે વશ રાખોરે; તેથી પુરો પ્રેમનો રસ વીવેકે ચાખોરે, ૧૪ આ પુનમ પુરણાનં દ પ્રિત્યેથી મલીઆરે. તનનાં ત્રિવિધી તાપ રીતે સઊં ટલીઆંરે ૧૫ આ રેવાશંકરદાસ ગુરૂનો પ્રીત્યે રે તેને ભવસાગરથી પાર ઉતારો રીત્યેરે ૧૬

**રાગ પ્રભાત** સમજી લ્યો શબ્દને સાર કીરતા ર છે, ચીતમાં પ્રીત્યથી બ્રંહ્મ નિરખો. ॥ ટેક ॥ અસત્ય અંન્યા તજો, સત્ય પ્રભુને ભજો; મનથી વૈભવ શું રે પરખો. સમજી લ્યો૦ ૨ મુડ ભમતો ફરે, માયા ચુર નત્ય કરે, મોહમાં મથતો દાડી દાડી, વીશયના સુખમાં રાજી થૈને રમે; અહંકારે ખેલતો નિત્ય નઈ ડી. સમજી લ્યો૦ ૩ માયામાં માહાલતો, મદ મછરૂ

રાખતો; 'મુમતાના છાકનો રાખી અંશે, દુષ્ટ સગ કર્યો નહીં; ગુરૂશાંન ના ગ્રહી, મુરખો જમનો મા ર ખાસે. સમજી લ્યો૦ ૪ અખંડ અદ્વૈતને વેદ નીત્ય વર્ણવે. માહંત તેહનો મર્મ રાખે; ગુરૂ કૃપાયે કરી રેવાશંકર કહે ખરી, વીરલા રીત્યથી રસ ચાખે. સમજી૦ ૫

મનમારી રમો, ભવસાગરથી તરો; ઓચરો બ્રહ્મ ની નિત્ય વાણી. ॥ ટેક ॥ વારે વારે વિસરો. ગ્રભ વાશમાં ઠરચો; હૈડામાં હરખતો તું રે પ્રાણી. મનમા રી૦ ૨ સુત સુખ સુંદરી, દામના દંભથી; માયાના મદમાં ફુલી ફરતો, રસનાના સ્વાદમાં; જોવનના જો ગમાં, કામના કોડથી ગર્વ કરતો. મનમારી૦ ૩ ડા પણ ડોલતો ચ્યાતુરી બોલતો સ્નેહના નેહને લેતો જાણી, પલકનો પરવાર આવે નહીં તુજને; ઝટપટ કાળ તો લેસે તાંણી. મનમારી૦ ૪ શુદ્ધ સમજણ કહુ શાંન ગુરૂની લહો સચિદા નંદનો રાખી મર્મ, રેવાશંકરતો દાસ છે વિમનો; મુખથી બોલતો પુર્ણ બ્રહ્મ. મનમારી૦ ૫

સમજી સુરતા કરો પરપંચ પરહરો, જ્ઞાન નીર ગુણનો લક્ષ્ય આણો. ॥ ટેક ॥ મોહ ગીથ્યા કરી નોશે ભજવા હરી, વ્યાપીક સચીદા નંદ જાણો. સ મજી સુર૦ ૧ અલ્પ આયુશ તે વહી જાશે જીવડા મનનુ ધારયુ તે સર્વ રેહેસે, દામ દાટયું રહે કુંસંગ કોડમાં; કાળ તે ચોટય આવીને કરશે. સમજી સું૦ ૨ મુડ મંન મનશુભા કુડ કપટના ધર્મમાં ફરતો દિ ન રાત્યે, નાદમાં નાચતો નારીના નેડુમાં; રીઝતો પર નિંદાની વાતે. સમજી સુ૦ ૩ સત સંગસારનો લક્ષ્ય કરજો સહુ તે થકી ત્રીવિધ્રી તાપ ટળશે, ગુ રૂ મોહોટા વડે રેવાશંકર કહે; બ્રહ્મના દરશનો લા ભ મળશે. સમજી સુ૦ ૪

ભાવ ભકતી કરો, પ્રાણી ભજવા હરી; સદગુરૂ શ બ્દનો રાખી મર્મ ટેક. જન્મ ધરી ધરી દુખ પામ્યો બહુ, ઓળખી લેજે તુ પુરાણ બ્રંમ. ભાવ ભકતી કરી જન્મ એળે ગયો, સત શંગ નવ લહયો ભવમાં ભ ટકતો તુંતે પ્રાણિ; માયાનાં પાસમાં પ્રભુ જાણ્યા નહીં હેતશુ હીંડતો ચાર ખાંણી. ભાવ ભકતી૦ ૨ પર

ધન પદ્મની, હરવા ઊદ્યમ કરે; મોહની ઉચરે મુખ વાણી, સંત સમાગમ લાવ લીધો નાહી, જમના કીંકર લેશે તાણી. ભાવ ભકતી૦ ૩ શત્યનો સંગિતે સચિદાનંદ છે: પ્રીતથી નીરખજો તંન માંહી, શુદ્ધ શીવપુરમાં રેવાશંકર રહે; સદ ગુરૂ મોહોટાનો વાસ તાંહી ભાવ ભકતી૦ ૪

પ્રેમ ભકતી વડે, સદગુરૂ શેવીયે, વેદના ભેદનો મર્મ આણો. ટેક. તંન તપાશીને; સુરત સંભાળીજો, કેવલ બ્રંમ તે સિધ જાણો. પ્રેમ ભકતી વડે૦ ૧ સમજી સાધન કરો; પાપને પરહરો, સદ ગુરૂ સ્વામીનો લક્ષ રાખો, મીથ્યા માયા તજો સત્ય પ્રભુને ભજો; પ્રીત્યથી પ્રેમનો રશ ચાખો; પ્રેમ ભકતી વડે૦ ૨ પરનંદા પરહરો; સંત સેવા કરો, વેદમાં વર્ણવ્યો સત્ય માંનો, તેહને મળવા તમે સર્વ ભકિત કરો; પછે ચોરાશીનો ભય ટાંનો પ્રેમ ભકિત વડે૦ ૪ અલખ આંણંદને ઉર આણો ઘણો, સત્ય સુરતાવડેથી દખાશે, રેવાશંકરનો સ્વામી સોહામણો, વેદ વીવેકથી ઓળખાસે. ૪

આ જ્ઞાંન દીપક ગ્રંથ લીખ્યતે. દુહો પ્રગટ પુરાણ

પ્રેમ સદ ગુરૂ અખંડ આરાધુ ઇશ, અવીચળ અનુ ભવ આપજો હુ ચરણે નમાવુ શીશ. ૧ મને દીન જાણી દયા કરો તમો ભકત તણા પ્રતીપાળ ત્રીગુણા તીત સ્વરૂપછો કરો મુજ બુધી વીશાળ૦ ૨ સચીદાનંદ સદ ગુરૂ કરો કરૂણા દ્રષ્ટી અપાર, કર જોડી હું કરગરૂ આપો ઉતમ વિવેક વીચાર૦ ૩ અજ્ઞાન તીમીરને ટા ળવા કરૂ જ્ઞાન દીપક અજુવાસ, પ્રેમી જનને પ્રીત્ય થી સુજે વેદ ધરમનો તાલ૦ ૪ સુજન જન સહુ સ્ને હથી સાંભળો મુકી વિખવાદ; જ્ઞાન દીપક ગ્રંથ કહુ ગુ રૂ શિસ્ય સંવાદ. **ચોપાઈ** શીસ્ય કહે સદ ગુરૂ માહારા દયા કરિ સધારો કાજ. ભકિત કરો એમ સ હુ કહે, ભકિત ભેદતો કોય નવ લહે૦ ૧ માટે તમને પુછુ ફરી, કેની ભક્તિ કરવી ખરી; તે બતાવો મુજ ને તાત. કહો જનમ મરણ મટવાની વાત૦ ૨ સમ જાવો જીવ ઇશ્વર સમેત, ત્રીજી માયા કહો સંકેત; એ પાંચ પ્રશ્નનો ઉત્તર કહો. માહારા મનના સંશે દ હો૦ ૩ પછે ગુરૂ બોલ્યા નીરધાર, સાંભળજે તું કહુ વિસ્તાર; ધન્ય ધન્ય તાહારી બુધી સહી. ઉત્તમ

માં ઉત્તમ વાણી કહી૦ ૪ અનાદિ એક હરી અવિ
નાશ, અખંડ અદ્વૈતનોછે વાસ; કીડી કુંજરમાં સરખો
રહ્યો, માટે એ વીશંભરતે કહ્યો. ૫ સુધ્ય ચઇતન્ય
બ્રંહ્મશાગર જાંણ, માયાથી અળગો પરમાંણ; ઇષ્ટ પ
દારથ મીથ્યા સહી; ઘાટ માયાના જાંણીં તહિ. ૬ મા
યા રંગ શીમલાનું ફુલ, તેહેને શુડો રહે અનુકુળ; તેહે
નુ ફળ જાહારે નિપજે, લોભી પક્ષી નીરાશ થઇ તજે ૭
એ રીતે માયા કેહેવાય, અજ્ઞાની તેથી લોભાય; તેહેમાં
દઇવાંગતથી વાંકુ થસે; પછે મુરખને કલેશજ થશે. ૮
જનમાંતરનુ કહુ દ્રષ્ટાંત, સાંભળજો મન થાશે શાંત;
વ્રક્ષ બીજમાં ગુણ જે હોય, તેહેવુ ફળ નીપજે છે સોય
૯ જનમાંતર કુકર્મે કેહેવાય, ને પુર્વ જન્મ પીશ લેહે
વાય; જેહેવુ વાવે તેહેવુ લણે, એ વીના બીજુ ના બ
ણે બાવલ બિજજ વાવે છે જેહ; તેહેને કેરી નાવે
તેહ, દયા દાઝ મને વ્રક્ષે સોય; તેહેને ભદ્રિ ફળ ના હોય
૧૧ વિચાર કરો જુવો કોઇ જન, તેહેવી જાત તેહેવુ
છે તન, જેહેવું અન તેહવો ઓડકાર; સમજો એ છે
સઘળો સાર. ૧૨ હવે ભકતી ભેદ કહુછુ હમો, શ્રધા

થી સાંભળજો તમો, દશ પ્રકારે ભકતી થાય; પ્રેમ લક્ષ
ણ શ્રષ્ટ ગણાય. ૧૩ પ્રેમ લક્ષણ દશમી જાંણ, નીર
ગુણની એતો પરમાંણ, નિરાલંબ અખંડીત દેવ; ની
ગમ સનકાદીક કરે છે શેવ. ૧૪ અવીનાશી પુરણ્ય,
ત્રણ શકતી હેમાં પરમાંણ, ઇછા ક્રીયાને જ્ઞાંનજ સહી,
ભાગ ત્યાગથી સમજો લહી ૧૫ એ પ્રભુ ઇછે તે કરે,
જગ ઉપજાવે પાલે હરે; ઇછા તત્વ ઉપજાવે જેહ, ક્રી
યા કામ કરે છે તેહ. ૧૬ જ્ઞાંન શક્તિના જીવ કેહેવાય,
તે પ્રાંણી પિડા વીશે લેહેવાય, શરૂતી શાસ્ત્ર શટ કહે
છે વળી, જુવો વેદ વીશે જઇ મળી. ૧૭ સાચી ભ
કતીધડ રાખોચીત, નીરગુણની કરજયો નીત્ય નીત્ય,
એથી જનમ મરણ ન૦યથાય; મોક્ષ તણોછે એ ઊ
પાય. ૧૮ વાચારથ મુકીદો જયન, લક્ષ્યારથ વિચા
રો મન; ઘાટ ભિન વસ્તુ છે એક, તેહનો પ્રેમી રા
ખો નેક. ૧૯ આ વૃણનો સઘલો વેહેવાર, આત્મ
જ્ઞાન વીશે છે સાર; કહે રેવાશંકરને આશ, ગુરૂ વિ
પ્રનો હું છું દાસ ૨૦

દુહો। વળતો શિસ્ય વાણી વદે, સદગુરૂ પાસ

સ્વરૂપ; ભગતી દશ પ્રકારની; તે કેઇ કેની અનુપ, તે સમજાવો મુજને વલી, તમે પ્રથક પ્રથક માહારાજ; નિજ શેવકને દયા કરો, પ્રભુ બગસ્યું સધારો કાજ. ૨ હેત કરી ગુરૂ બોલીયા, સાભળ શિશ્ય નીરધાર; શીર ગુણની નવ વધા કહી, દશમી પ્રેમ અપાર. ૩ પ્રથમ શ્રવણ ભકતી કહુ, તુ રૂદે રાખજે ધીર; તેથી સહુ જાણ્યુ પડે, હુ કહુ છુ સમજજે વીર. ૪

**ચોપાઈ** શ્રવણ થકી સહુ કારજ થાય, તેથી મનની બ્રાંતી જાય; પરીક્ષતે સાંભળી જે કથા; મોક્ષ થયોને ગઇ છે વ્યથા. ૧ શંકરે ગૌરીને કહ્યુ, સાંભલી કથા અંતરમાં લહુ; ભારથની જન્મે જે રાય, સાંભળી કથાને ગઇ હત્યાય. ૨ પ્રથુ વેજયાચ્યા શ્રી ભગવાન, કથા સાંભળવા માગ્યા કાન; દશ હજાર આપ્યા તેણી વાર, હવે બીજી કીરતન છે સાર. ૩ કીરતન કરૂ વાલમીકે સહી, કીરતન ભકતી નારદ લહી; વ્યાશ તુલશીને નરશઇ વળી, કીરતન ભકતી કીધી ભલી. ૪ સુંદર કબીરને જન કવી દેહ અદ્દેત કીરતનથી ગયા સંદેહ; હવે કહુ સમરણનો ભેદ, તેથી થા

ય અવીદ્યા છેદ. ૫ જુવો પ્રલ્હાદે સમર્ણ કર્યું. શુધન વા કાજે તેણ ટાહાડુ કરયું; ધરૂગજને સીતાજી જેહ સમરણથી પ્રભુ મલ્યા છે તેહ. ૬ એ આદ સઘળા જે વીર, પાંડુ વધુના પુરયાં ચાર, સમરણ કરશે જે કોઇ જન, તેહેનુ નીરમલ થાસે મન. ૭ શેવા ભકતી ચોથી ખરી, કમલા પામ્યા છે તે હરી; શેવાએ થસે અવીદ્યા છેદ; હેવું કહે છે ચારે વેદ. ૮ અર્ચન ભક્તિ કહુ સંકેત, એ ઉત્તમ ભક્તી સમેત; અર્ચનતો કુબજ્યાએ કર્યું, તેથી પાપ સઘળુ પરહર્યું. ૯ વંદના ભક્તિ છઠી જાણ્ય, અક્રૂરે કીધી પરમાણ્ય; હવે શાતમી જેણે કરી; દાસાતન હનમાંનની ખરી. ૧૦ સખા ભાવ આઠમી છે જેહ, સુગ્રીવ અરજુને કીધી તેહ; આત્મ નીવેદન નવમી કહી, બલીએ કીધી છે તે સહી. ૧૧ નવધા ભકતી સગુણ કેહેવાય, ઉપરથી આચર્ણ લેહેવાય; હવે નીરગુણની ભકતી કહુ, અતરમાં સમજીને રહુ. ૧૨ એ મન વાણી અગોચર નવ્ય સમજાય, ઉપરથી એ નવ્ય જાણાય; અંતર આદર ઉપજે અપાર, એ નીરગુણનો છે વેવાર.

૧૨ શીરગુણની પુજા ઉપરથી સજે, નીરગુણની અં
તરમાં ભજે; ચીત રૂપી ચંદન કેહેવાય, એમ તાણાં પુ
ષ્પ લેહેવાય, ૧૪ ધ્યાન ધુપ ધીરજથી કરે, આનંદ
અબીલ જે વરે; ગુલાલ જ્ઞાન રૂપી છે સાર, દીનતા
નો દીપક નીરધાર. ૧૫ શીલ શણગાર શોભે છે
અંગ, ભાવે ભોજનનો છે સંગ; વીવેક વસ્ત્ર કહુછુ
હમો, વીચાર વડે સમજીલ્યો તમો. ૧૬ શ્રધા સુન્ય
સીંહાસન કહુ, મન નીરમલની માળા લહું; સોહં
શબ્દ મંત્ર કેહેવાય, માહા પુજા માહા વાક્યથી થાય.
૧૭ આદર આરતી કરો સહુ કોય, નેહ નીરાંજનની
અરપો સોય; નીરગુણની એ વીધી સહી, વેદ વેદાં
તે વાણી કહી. ૧૮ એ રીતે આરાધન કરો, પરપં
ચે પાપ મનથી પરહરો; અસત અંન્યામા એતો નથી;
સત્યનો સંગી છે સર્વથી. ૧૯ અખીલ વીશ્વનો એ
છે ધણી, જે જન સમજ્યા તેંહેને માણી; આ
જ્ઞાને અલગો અથડાય, તે નીશ્ચે ભવમાં ભટકાય.
૨૦ કહે રેવાશંકર કરજોડ; સદગુરૂથી પોહોંચે કોડ;
સાકાર ભકતી છે જોયા જશી, સમજો નીલગુણની આ,

તરમાં વશી. ૨૧

**દુહો** શિષ્ય કહે સદગુરૂ સુણો, તમો જક્ત વિ
શે વાક્યાત; સપ્ત ભોમિકા જ્ઞાંનની, તેહેનો કહો મુ
જ વાત. ૧ જ્ઞાંની ત્રણ્ય પ્રકારના, તે બતાવો નાથ;
કીંકરને કરૂણા કરો, માહારે મુસ્તક મુકો હાથ. ૨
દિલ દયા કરી ગુરૂ બોલીયા, તું સાંભળજે નિરધા
ર; તે પુછયું જે પ્રિતથી, તેહેનો કહુ છુ સાર. ૩ મં
ન અચળ કરી રાખજે, તેથી સરશે કાજ્ય; કહુ
તે શ્રવણે ધરો, મ[illegible] માઇક હા[illegible]જ. ૪ રંગ રેહે
ણીનો રાખજે, શું કહું વારંવાર; સ્થિરતાથી વીચા
રજે, સંધે નહીં લગાર. ૫

**ચોપાઈ** હર્ષ ધરી ગુરૂજી કહે, જ્ઞાંન ભોમિ
વેદાંતે રહે; છીન ભિનથી કહુ છુ હમો, પુછુ તે સાંભ
ળજ્યો તમો. ૧ પ્રથમ શુભ ઇચ્છા જે થાય, પેહે
લી ભોમિ તેજ ગણાય; બીજી મું વિચ્યારણા કહે;
ત્રીજી તનુંમાં માંનસા સહે. ૨ ચોથી સત્તાપતી જા
ણ્ય, પાંચમી અશંસક્તી પરમાણ્ય; પદારથ ભવની
છઠિ હોય, તુરીઆ સપ્તમી કેહે છે સોય. ૩ શિષ્ય

કહે સ્વામિ માહારાજ, દયા કરી સધારો કાજ્ય; હ
વે હેનાં લક્ષણ જે હોય, તે પ્રથક પ્રથક બતાવો સો
ય. ૪ એ ઉદે થઇ તો ક્યમ જાણીયે, કેઇ પેરે હેને
નાંણીયે; તે દયા કરી કેહેજો સંકેત, વેદાંત અનુભ
વનો સમેત. ૫ તારે ગુરૂ બોલ્યા નિરધાર, સાંભ
ળજે તેહેનો વીસ્તાર; વીશય તણો મુકયો જે સં
ગ, ગુરૂ તિર્થનો લાગ્યો રંગ. ૬ કથા ભજ્યન સાંભ
ળવા જાય, ભગવંત સંતપર પ્રીતી થાય; કુબુધિ
કર્મ પરહરે, આનંદ પ્રેમ સુબુદ્ધિ ધરે. ૭ પ્રભુનું ધ્યા
ન ધરે નિત્ય નિત્ય, જ્ઞાંન લીધે ભેદાયુ ચીત; એ
સુભ ઇછાનાં લક્ષણ કહ્યાં, પ્રેમી જનને અંતરમાં
લહ્યાં. ૮ બીજી શુંવીચ્યારણા જાણ્ય, તત્વ વીચ્યાર
કરે પરમાણ; એકાંત્યે જઇ સોધન કરે, કોહુને કો
સંસાર તે સરે. ૯ તનુમાંનસા ત્રિસરી કેહેવાય,
મંનનો પ્રત્યાહાર લેહેવાય; શુધ્ય સ્વરૂપમાં સ્થિરતા
હોય, રાખે નીત્ય સમારે સોય. ૧૦ સતાપતી ચો
થીનો રંગ, ઉદય થયો અનુભવ અભંગ; આત્મ
જ્યુગ દર્શા છે ભલો. જેમ સાધુની તરંગ સાંકળો.

૧૧ અભિમાનથી છુટ્યુ તંન, નીશ્ચય સ્વરૂપમાં વા
જ્યુ મંન; અશંશક્તી તે પાંચમી જાણ્ય, તેહેના લક્ષ
ણ કહું પરમાણ્ય. ૧૨ માહા અનુંપમાં રેહે છે એ
હ, ત્રિલોકનુ સુખ તરણાવત તેહ: છઠિ ભોમ્ય કહુ
છુ ધીર વિવેક કરી વીચારો વીર. ૧૩ પદારથમાં
અભાવજ થયો, ભેદાઇ શ્વરૂપે ગયો: ભાવા નામ
છઠી તે કહી. હવે સપ્તમી કેહેશું સહી. ૧૪ હુંને
તું સંભવતો નથી: જ્યાંહાં જુવે તાં બ્રહ્મ સર્વથી; સ
પ્તમી તુર્યા હેનું નામ, સમજ્યાથી સરશે શહુ કામ.
૧૫ હવે ત્રણ પ્રકારના જ્ઞાંની કહુ, જોતું શમજી અ
તર લહુ વર વરીયાણ વરીષ્ટ છે તેહ, મત્ત ત્રણ્ય જ
ણાનાં એક ૧૬ ભિન્ન ભિન્ન વ્યવહારે ત્રણ્ય, તે તુ
જને સંભળાવુ કંણ્ય; વર તે જીવન મુક્ત છે જાંણ,
સાક્ષી તુર્યિયા તે પરમાણ્ય. ૧૭ માહા મુક્ત અ
ક્રીય કેહેવાય એ રીતે વરીયાણ જણાય; તુરીયા
થી અધીક તે લક્ષ્ય, શમજે રૂડા પ્રમી દક્ષ્ય. ૧૮
લક્ષ ઉપર ગતી નવ્ય કરે, વરીષ્ટતો તેહેને અનુશ
રે; એ વચન પારથ તે જાણો તમો, હવે અધીકા

શી તે કહું છું હમે. ૧૯ અષ્ટાવક્ર વશિષ્ટ છે જેહ, વર લક્ષણના જ્ઞાની તેહ; દત્તાત્રી સુખ દેવ તે જાંણ, વરાપાણ લક્ષણ તે પરમાંણ્ય. ૨૦ શિશવ દેવ બોલે નહીં મુખ, વરીષ્ટ જાણ બ્રહ્મ સાગર સુખ; હવે અવસ્તા કહું છું તેન, તું સાંભળજે કરી નીરમળ મંન. ૨૧ અષ્ટાવક્ર વશીષ્ટ કેહેવાય, જાગ્રતમાં એતો લેહેવાય; દત્તાત્રી સુખ દેવજી જેહ, સ્વપ્ન અવસ્તા જાંણો તેહ. ૨૨ શીશવ દેવ કહું છું વીર, સુશોપ્તિમાં એ ગંભીર; અષ્ટાવક્ર વશીષ્ટ જે કહું, બ્રંહ્મ જળ નાભિ સુધી લહું. ૨૩ દત્તાત્રી સુખ દેવજી જાણ, બ્રંહ્મજળ કંઠે તે પરમાણ્ય શીશવ દેવ બ્રંહ્મ જળમાં ઘરક, જેમ વરસાદે ઢંકયો અરક. ૨૪ એહેવો ત્રણ્ય પ્રકારે નેક, જળ પોવાનું સહુને એક; વેદાંત તણાં કરે આવેર, ત્રણ્ય પ્રકારે સુખમાં ફેર. ૨૫ કહે રેવાશંકર બ્રંહ્મ ભજો, અવિદ્યા મનથી તે સહુ તજો; એક અખંડ અદ્વૈત પ્રભુ જાણ, મોથ્યા માયા તે પરમાણ્ય. ૨૬

**દુહો** કરજોડિ શીશ બોલીયો, સદગુરૂ પ્રત્યે બો

સ; યોગ કળા કહો પ્રભુ, તે મુજ પ્રત્યે તોલ. ૧ પાં
ચ કલેશ કેહેવાય છે, વેદાંતિ માને જેહ; દુખ દાતા
દળ ફેડજો, કહો કરૂણા કરીને તેહ. ૨ હું તમ સર
ણે આવી રહો, પ્રભુ પ્રગટ પુરાણ બ્રંહ્મ આપ; હું
આજ્ઞાંની રૂપ છુ, ત્રીવિધી ટાળો તાપ. ૩ વિનય વ
ચન તે સાંભળી, સદગુરૂ હરખ્યા અપાર; ધન્ય ધ
ન્ય બુધિ તાહરી, તેં પુછો તત્વનો સાર. ૪ પુછ્યાનો
ઉત્તર કહુ, તું રૂદે રાખજે ધીર; આંનંદ ઉર આંણો
ઘણો, સ્નેહે સાંભળજો વીર. ૫

ચોપાઈ હવે કહુછુ યોગ મહીમાય, તેથી સા
હુ આવાદ્યા જાય; યોગે લક્ષ વાધે છે જેહ, યોગે બ્રં
હ્મ મળે છે તેહ. ૧ યોગ થકી ભવ રોગજ ટળે, યો
ગ થકી પુરાણ બ્રંહ્મ મળે; યોગ કરીને આત્મા જાં
ણ, બુધિ માયા તે પરમાણ. ૨ યોગ સાધે કોઈ સુ
રા જન, તે જીતે પોતાનું મંન; યમનિમ આસન
તે કહુ, સાધો પ્રાંણ અંતરમાં લહુ. ૩ પ્રત્યાહાર ધા
રણ છે સહી, તે ગુરૂ બતાવે તહીં; ધ્યાંન ધરી શમા
ધી કરે, તેથી અખંડ આસન તે ઠરે. ૪ ઈડાને

પીંગળા નાડી જેહ, સુક્ષમણા ત્રીજી છે તેહ; શરૂ
પ આત્માછે અનોપ, ત્રણ લોકનો એ છે ટોપ. ૫ અ
જપાગાયત્રી મન જાણ; જીવ જાય જપે પરમાણ;
આનંદ અમૃત પીશે જે સદા, કલેશ કર્મ વ્યાપે નહી
કદા. ૬ છસે એકવી શહુસ ગાય, સુરતાથી નુરમાં મ
ળી જાય; વાં માંગે ઇંડા જો કહુ, ચંદ્ર દેવ તેમાં તે
લહું. ૭ પીંગલા દક્ષણ અંગે રહે, સુર્ય દેવ તેહેમાંતે વ
હે; મધ્યે સુક્ષમણા અગ્નિ રૂપ, જહાં હાંણ જોત્ય આત્મા
એ ભુપ. ૮ યોગીને મોક્ષની દાતા જાણ્ય, વળી પંચ ધા
રણા પરમાણ્ય; રૂદે માંવી તત્વ નીરધાર, કંઠમાં જળ
નો વીચાર્ય. ૯ અગનો તત્વ તાલુની મધ્ય, [illegible]વમાંહી
વાયુની હદ્ય; બ્રહ્મ રંધ્ર આકાશ ભોગી, અષ્ટ સિ
ધી [illegible]ષા છે યોગી. ૧૦ અજપા જાપએ પોતેકરે, એ
ક ઠાંમ આસનથી કરે; સાંભળી ખેચરી એ મુદ્રા
શાજે પછે જાપ મણવનો જપે ૧૧ વળી જુવે અંતર
ઉતરી, રોમ રોમ રણુકારે હરી; મુલ દ્વાર ચ્યતુરદળ
જેહ; છસે જાપ ગણેશનો તેહ. ૧૨ ઉપરતે ખટ દલ
કહુ તે જાણ, વીધીનો વાસ તેહેમાં પરમાણ; અજ

પા જાપ કહુ સંકેત, ખટ સહસ્ત્ર સુપો સમેત. ૧૩ તેથી ઉપર નાભી કહુ, દશ દલ અંતરમાં લહુ, કમળા પતી તે તેમાં ખરો; ખટ શહસ્ત્ર સાંપી પર હરો. ૧૪ રૂદે પત્ર કહુછું બાર; રૂદ્ર દેવ તેહેમાં નીરધારય, ખટ સહસ્ત્ર અજપા જાપ, સુપો ટલે ત્રીવીધી તાપ. ૧૫ કંઠ મધ્યે શોડશ દલ વીર, જીવનો શીવ જાણી લ્યો ધીર; અજપા જાપ સહસ્ત્રજ સદા, વ્યાધી રોગ વ્યાપે નહી કદા ૧૬ ભ્રગુટીમાં દ્વિદલ સહી. આત્મા જોત જાણો તે તહી, સહસ્ત્ર જાપ થયો તે ઠામ સુરતા લક્ષયથી થાશે કામ ૧૭ શિશ મધે સહસ્ત્ર દલ જાણ; સુધ સનાતન તેહેમાં પરમાણ; સહસ્ત્રજાપ મન સ્થીર રાખસો, સુધારસ સીંધુ રશ ચાખસો ૧૮ દશ વિધી નાદ અનોહદ જેહ, ગગન ગ્રણુ ગરજેછે તેહ, ચીદાન સીંધુ ઘડુલો ખરો, તેમાં તેજ ઉલેચી ભરો, ૧૯ મોહે મરદંગ જંત્ર વાંશલી; શંખ રણશંગ ભુગલ તે ભલી; ભેરી ધન ગરજે વીજલી, અદભુત રંગ ચીત શકે નહી ચલી. ૨૦ મન મૃગ નાદનો રશીયો જાણ, નાદના લોભે ઠરયો પરમાણ. શાધી

યોગને માયા તજે, તેને અનુભવ તરત ઉપજે, ૨૧ ત્રી લોક તણાં તત્વ વીચાર; અનુભવી જાણો નીર ધાર, જનનાં કરમ તે જાણી શકે; આત્મ જ્ઞાની મોહોડે ના બકે; હવે પંચ કલેશ તે કહુ, જો તુ સ મઝી અંતરમાં લહુ. પ્રથમ રાગ પદારથ પ્રીતી જેહ, બીજો દવેશ તીરસ્કાર કહુછુ તેહ, ૨૩ ત્રીજો અભી માન મત તે જાણ, પુરૂ અજ્ઞાંન તે પરમાંણ: વાદ્યા ચો થી ચાર છે ભેદ, તેનો ભીન્ન ભીન કરૂ ઉછેદ ૨૪ અ નાત્મા વીશે આત્મ બુદ્ધી ધીર. અસુચીમાં સુચી બુદ્ધી વીર, દુખમાં સુખ માને શમેત, અનીત્યમા નીતય બુધી શંકેત ૨૫ અશંમતામાં અભીલાખ ઉડાવે જયમ; પંચ કલેશ પુરા છે તમ, કહે રેવાશંકર નીરવાણ;અ ચલ સુખ વીસે જઇ માંહાણય ૨૬

**દુહો.** અંતર આનંદ તે ઉલટયો, શિસ્યને તે ણીવાર, સદગુરૂ પ્રત્યે બોલીઓ, આંણી હર્ખ અપાર. ૧ સ્વાંમી તમે દયા કરી, મુજ રંક ઉપર કરી નેહ, વૈરાગ્ય છે પ્રભુ કેટલા, મુજ પ્રત્યે કહોને તેહ. ૨ વા સીશણ્ન કહો ચઇતન તણાં, વળી પંચ ક્યાત નીરધાર,

વાદીછે શટ શાસ્ત્રના, તેહેનો ક્હોને સાર. ૪ આનંદ અતીશે પ્રગટચો, સદ્દગુરૂની દેહ, તેં પુછી વાત ઉતમ ઘણી, ભાગુ મન સંદેહ. ૪ નીરમળ મનથી સાંભળો તમે સુજન જન કહુ વાત, ચાર પ્રસ્ન પુછાં ભલાં, તેહેનો કરશુને વીક્ષાત. ૫

**ચોપાઈ** સદગુરૂ બોલ્યા રૂડી પેરય, છુટી અનુભવની તે લેહેર; વઇરાગ આઠ પ્રકારના કહુ, જો સમજી તુ અંતર લહુ. ૧ પ્રથમ સાધારણ વઇરાગછે જેહ, બીજો કલેશી ક્હુછુ તેહ; ત્રીજો વઇરાગ્ય શમશાને થાય, ચોથો ધુત પર પંચ વારતીક કહેવાય. ૨ સદા ચાર તે પાંચમો સહી, છઠો વીમલ જાંણોં તહીં; સાતમો તીતર તે જાંણ. ક્કડીત આઠમો તે પરમાંણ. ૩ એ મધ્યે ઉત્તમ છે ત્રાણ, સંભળાવુ તુજને ઠાંણ; ક્કડીત વીમળ તીવ્રતર જેહ, સદાચાર મધ્ય છે તેહ.૪ સાધારણ ક્લેશી સમશાંન, એ કનીષ્ટપણે સંભળાવું કાન; શાસ્ત્ર વેદાંતે કીધો ભાગ, વારતીકને કીધોછે ત્યાગ. ૫ હવે ચઈતન્યનાં વિશેષણ કહુ, જો તુ સમજી અંતરમાં લહુ; પ્રથમ સામાન્ય તે જાંણો વીર, આહં શબ્દ

નણ શોખમાં ધીર. ૬ નીર વીકલ્પમાં એતો ખરૂ, બીજુ વીશેષ વિશેષાણુ નાંમ તે ધરૂ; આહં અહું પ્રંમ્યા સ્મી થાય, કલ્પીત નીષેશ ત્રીજુ કહેવાય. ૭ દેહ વોપે આયોપુ જાંણુ, ત્રણ પુરાં શ્યાં પરમાંણુ; હવે પંચ ક્ષાત કહુછુ હમો, ભાવ સહીત સાંભળજો તમો. ૮ મીમાસાવાળો પ્રભાકર કહે, અનાદ્રસં જગત [illegible]: પ્રવાહ રૂપ જગત નીરધાર, એ મીમાસાનો છે શાર. ૯ બીજો અંન્યથા ખ્યાત શંકેત, ન્યાય શાસ્ત્ર માંને શમેત; જો શર્પ શાચ્યો છે જેહુ, તો નિસ્ચે જે વારમાં તેહુ. ૧૦ શાચુ રૂપુજે છત્યમાં શહી, તો છીપમાં ભ સે છે તહીં; [illegible] જો આત્મખ્યાત તે કહુ, ચાર વાકના મત્તમાં લહુ. ૧૧ દેહને આત્મા માને શદા, પ્રતક્ષ પ્રમાંણ વાદી તે તદા; ચોથો અશત પ્રતીત છે ખ્યાત, માધ્યમીક મત્તની એ છે વાત; ૧૨ સુન્ય આત્મ વાદી તે રહે, કોઇક જગત કર્તા તે કહે, એ રીત્યે શમજે છે સાર. નિશ્ચ નથી મનથી નીરધાર. ૧૩ પાંચમાં અનિર્વચની કેહેવાય, વેદાંત વીશે જોને લેહેવાય; વિવર્ત વાદી તે જાણય, મીથ્યા માયા તે પરમાણય. ૧૪ આત્મ

વીવર્ત તે વ્યાપક સહી, ઉપાદાંન કારણ તે તહી; ન
ીમત્ય કારણને સંવે કહુ, ત્રણ કારણ એક ઇશ્વર લ
હુ. ૧૫ ઉપાદાન તમોથી થયું, તત્વ ગુણ માંહ્ય
નીમીત્ય તે ગયું; સંવે કારણ રજો સમેત, હવે શટ
વાદી કહુ શંકેત. ૧૬ પ્રથમ તાર્કીક કહુ છુ વીર,
અનુને ઉપાદાંન માંને છે ધીર; ઇશ્વરને માને નિ
મીત્ય, સર્વેની નવ્ય જાણે રીત. ૧૭ બીજો શાખ્ય
નો કહુ વીચ્યાર, ઉપાદાન માયા છે શાર; ઇશ્વરને
માને નૈમીત્ય તે કહે, સંવેને નવ્ય જાણી રહે. ૧૮
ત્રીજો માધ્યામક કહુ તે જાણ્ય, સુન્ય ઉપાદાંન તે પ
રમાણ્ય; ચોથો મીમાશા જાણિ લે શદા, અણુને
ઉપાદાંન માની લે તદા. ૧૯ અદ્રષ્ટને નીમીત્ય તે
કહું. જગકર્તા શાચ્યો કોઇ લહુ; પાંચમો ચ્યારવાક શ
મેત, અણુ ઉપાદાંન પાંચે શંકેત. ૨૦ છઠો જૈન કહુ
છુ હમો, અશત્ય શત્ય રહીલયો તમો; હેવું ઉપાદાન
જાણેખરૂં, બલિ આવ્યો જગત થઇ શરૂ. ૨૧ માટે
શતવાદી અશત્ય તે જાણ, વેદાંત તે શાચો પરમાંણ
ઉપાદાંન નઇમીત સંવે છે જેહ; ત્રણનો માલીક ઇશ્વર

છે તેહ. ૨૨ કહે રેવાશંકર તે વળી, વેદાંત કહે તે ભકતી ભલી; સુજન જન વિચારી જુવો, મનમાંથી અવીદ્યા ખુઓ. ૨૩ માત હરીથી ભકતી શાજુ, શદગુરૂ મોહોટા ને ભજુ; ભાઇશંકર પીતાનું નાંમ, શુધ્ય શીવપુરમાં મા હારો ઠાંમ. ૨૪ નવિન પક્ષય શ્રી ગોડની નાત્ય, અક નાપલર્ના છે વીક્ષાત; શંવત ઓગણી ઓગણ ચાલી કહું, કાર્તીક વધ છઠ શુકર લહુ. ૨૫ તઠ માહારૂ પાંતરીશ છે વળી, કારશમોરિયાની શોભા ભલી; શ્રી ક્રશ પુત્ર મુજ પર છે સાહાય, મધ્યાન તે બુટિયા કેહેવાય. ૨૬ વડેલીયાને ગોર જે કહુ, અતિ આનંદમાતે સહુ લહું; હવે મલીને છોછે થડ, એ વીધીયે માહારૂ છે તડ. ૨૭ મુજથી નાહાનો મોતીરામ ભ્રાંત, દેવરામ લઘુ વીક્ષાત; ત્રણ્ય ભ્રાતમાં હું છુ મુખી, સદગુરૂ ક્રપાયે થો નિત્ય સુખી. ૨૮ ઇતિ જ્ઞાંન દીપક ગ્રંથ સમાપ્ત.

અથ. કકો લીખ્ય તે. કકા કરવુ રૂડુ કામ, જૈ બેશો સદગુરૂને ધાંમ; સ્થીર મંન રાખો સમેત, ગુરૂનું ધ્યાંન ધશો સંકેત; સનકાદીક પામ્યા સ્વમેવ, કકા ક

...ી ગુરૂની શેવ. ૧ ખખા સંશારનો ખોટો ખેલ, હરિ સંઘાત્યે રાખો મેલ; કાંમ ક્રોધ મેહેલો સર્વથા, હરિ કીરતન સાંભળીયે કથા; ઘાંણીયે પીલી કાહાડ શો તેલ, ખખા સંસારનો ખોટો ખેલ. ૨ ગગા જ્ઞાંનની કરજે વાત, જે સંતે કહું સાક્ષાત; મદ મચ્છર મેહેલો પરહરી, ધ્યાંન રૂદેમાં રાખો હરિ; સદગુરૂ કેહે છે સાક્ષાત, ગગા જ્ઞાનની કરજે વાત. ૩ ઘઘા ઘુડપાણું છે જેહ, અંત્યે તો નહીં છાજે તેહ; માટે કહુ છુ તે સર્વથા, હરિ વીના કાઇ બીજુ નથી; ધ્યાંન ધારણથી નવ ધરે તેહ, ઘઘા ઘુડપાણું છે જેહ. ૪ નના જગત નારીને વસ્ય, તેથી છે હરી પરવશ્ય; નારી તો નર્કની છે ખાંણય, મોહી પડ્યા તે છે અજાણ્ય; મોહ મુમતાને તે છે વશ, નના જગત નારીને વશ્ય. ૫ ચચા ચેતો વેગેં કરી, સ્થિર મનથી ભજજો હરિ; નિર્ભે પદતો પાંમશે તેહ, સંસાર સમુદ્ર તરસે એહ; માનશે તો એ છે ખરી, ચચા ચેતો વેગે કરી. ૬ છછા છાક પણ તું કરજે દુર, પ્રભુ પ્રતાપે રેહેસે નુર; માટ્યે લ્યો ગુરૂનો ઉપદેશ, તેથી

સુઝતો સંતનો દેશ; પ્રેમ રસનો આખરો કુર, છછા છાક પણું તું કરજ્યે દુર. ૭ જજ્યા જનમનું બહુ છે દુખ, ભજયન વીના તો રેહેશો ભુખ; વારંવાર જઠરામાં આપ, તે દુખનું સોજે કાપ્ય; એ તો કહ્યું છે સંત મુખ, જજા જનમનું બહુ છે દુખ. ૮ ઝઝા ઝેરતો મનનુ ટાલ્ય, હરી મળવાનો મારગ ઝાલ્ય; મુમતા રૂપિયો મેલજ જશો, તેથી તાહારૂ કારજ થસે; અખાડા નંદી દેહમાં ભાળ, ઝઝા ઝેહેર તો મનનુ ટાળ. ૯ નન્યા નાંણુ છે નાંમનુ, અંત્યે કામ છે તેહનુ; મિથ્યા ધારવી મનની હાય, અંત્યે નરકમાં કાયા જાય; જિવ્યુ જાંણછું તેહનુ, નંન્યા નાંણુ છે નામનુ. ૧૦ ટટા ટાણું આવ્યુ છે સાથ, બીજીવાર નહીં આવે હાથ; માટે ઠેકથી રાખો પ્રેમ, ચીતથી ઓળખો પુરણ બ્રહ્મ; વેગે ભરીયે તેહેને બાથ, ટટા ટાંણુ આવ્યુ છે હાથ. ૧૧ ઠઠા ઠાંમમાં કરીયે વાસ, થઇ રહીયે સદગુરૂના દાસ; જ્ઞાંન રૂપિયા કરીયે હાર, તો ભવ તરીને જઇયે પાર; ચેતીને જે કરશે આશ, ઠઠા ઠામમાં કરીયે વાસ. ૧૨ ડડા ડગમગ મનનુ કાહાડ્ય, એ

ડી દ્રઢ સંસારનો રાડય; સંતોષ રૂપીયુ ઉદર ભરે, તે જ
ન પુરાણ બ્રહ્મને વરે; જ્ઞાંન વિના તો મિથ્યા હાડ, ડડા
ડગમગ મનનુ કાહાડય. ૧૩ ઢઢા ઢંગતો તાહારો ગયો,
અજ્ઞાંનમાં તુ બેશી રહયો; જોત હવે લાગે છે વાર, જ
મના કીંકર દેશે માર; હવે ભજનનો સમે થયો, ઢઢા
ઢંગતો તાહારો ગયો. ૧૪ રેંણા રણમાં તુ તે રહ્યો પ
રવરતીમાં બેશી રહયો, નીવરતીથી રેહેશે શુદ્ધ; પરવ
રતીથી જાશે બુધ, રાત દીવશ મુમતામાં રહો; રેણાં રણ
માં બુડી રહયો. ૧૫ તત્તા તત્વ છે નીરધાર, તે પદને
તુ મુઢ વીચ્યાર; અંતસ્કરણમા રાખીયે આપ, ત્યારે
રેહેશે તાહારૂ માપ; ગુરૂ ગમથી કરે વીચ્યાર, તતા તત્વ
છે નીરધાર. ૧૬ થથા થોડામાં છે ઘણુ, ઘટમાં બોલે
છે તે તણુ; તેહેને ઓળખ્યેથી સરશે કાજ્ય, સમજેથી મા
યા છે તાજ્ય, માંહ બોલે છે તે ઓળખ્યા તણુ, થથા
થોડામાં છે ઘણુ. ૧૭ દદા દોહલા છે તે દીન, સાચુ
માનજો સરવે જન; દયા ધર્મ વીના જે દેહ, તેહેને ક
હે પાપી સુરીનર જયેહ; ભજન કરો કહુછુ નીશ દીન
દદા દોહીલા છે તે દીન. ૧૮ ધધા ધ્યાંન ધારણથી

ધરે, વિષયરૂપી બીજ પરહરે; પાંચ ચોરને વેગે માર, અંતઃકરણથી કરો વીચાર; સદગુરૂ ઉપદેશ રાખો ખરે, ધધા ધ્યાંન ધારણથી ધરે. ૧૯ નન્યા નિરમળ છે તે નાંમ, ગુરૂ મળેથી મળશે ઠાંમ; ચિતથી સમઝી રાખો ટેક, ગુરૂ ગોવીંદને સમઝો એક; મનથી મુકય માયાની હાંમ, નન્યા નીરમળ છે તે નાંમ. ૨૦ પપા પ્રિત્યે ઓળખો પરબ્રહ્મ, તો જનમ જનમનાં કાપશો કરમ; પુરશોત્તમ ઓળખો ભરપુર; તેથી કાળતો જાશે દુર, સંત વચન સમઝોને મરમ; પપા મીત્યે ઓળખો પરિ બ્રહ્મ. ૨૧ ફફા ફુલ્ય ચોડેરી કરય, કબુધ્ધિનાં કાટલાં પર હરય; ફેલ ફતુર નીવારો આજ, મુઢ નર તુ સમઝને આજ; જો સંતની થાય પુરણ મેહેર, ફફા ફુલ્ય ચોડેરી કરય. ૨૨ બબા બળતો જઠરા માંહ, ઘણી સ્તુતિ કરતો તાંહ; નાથે દયા કરીને ઝાહાલ્યો હાથ, મુઠ મતી ચાલ્યો સંસારી સાથ; ઘુચાયો મદ માયા માંહ, બબા બળતો જઠરા માંહ. ૨૩ ભભા ભુલ્યમાં તુતે ભમ્યો, સદગુરૂને ચરણે નવ નમ્યો; સંસાર સમુદ્ર તરયા સંજોગ, સદગુરૂ સાથે લે વૈ

ભોગ. ભાગવત વીના કોઈ નથી શમો, ભભા ભુવનમાં તુંતો ભમ્યો. ૨૪ મમા મનથી રાખો પ્રેમ, સાધે તે જો પુરણ પ્રેમ; મદ મછરમાં રહેશો આપ, જીવીથી શોહેવા પડશે તાપ, મનથો મુકીદયો અધ્રમ, મમા મનથી રાખો પ્રેમ ૨૫ યયા યરૂરપણાનુ કાંમ, અંતે શાં ભળશે તુજને રાંમ; માટે ચેતો આગળથી, અંતે તમો રહેશો તેમથી. હરી સંગાથે રાખો હાંમ્ય, યયા યરૂરપણાનુ કામ. ૨૬ રરા રાંમથી રાખો હેત, અંતે આવસે તે સંકેત; નાંમ રૂપીઓ લ્યો આધાર, તો તરી આવસો પેલી પાર; ગુરૂ ગમે સજી સમેત; રરા રામથી રાખો હેત ૨૭ લલા લોભની તજને આશા, થઈ રહેજે પ્રભુનો દાશ; મીથા મોહના મોજા ભરે; તોથી કાંમ તાહારૂં નવ્ય સરે, ગુરૂ પ્રતાપથી કહેછે દાસ, લલા લોભની તજને આશ. ૨૮ વવા વીઠલ વરને વરો, તેથી કાળ તો થાશે પાધરો; બ્રહ્મ ચીન્હેથી તું છુ શીવ, કોટી જન્મે નથી જીવ; ગુરૂ ઉપદેશને સાચો કરો; વવા વીઠલ વરને વરો. ૨૯ શશા શાંન વીના અનૂથ, સમજણથી સરશે સૌ અરથ; ધરે ઉપદેશ નાર

દનો સહયો, તારે તે અવીચળ થઇ રહ્યો; ધ્યાનધરસે કોઇક શમરથ; શશા શાંન વીના અનર્થ ૩૦ ષષા ષરેષ રીછે વાત, જે સંતે કહ્યુ સાક્ષાત; મન મીથ્યા દોડાવે જ્યમ, તો નરક ખાંણમાં પડસો ત્યમ; સંત તણી ન વ્ય જોશો નાત્ય, ષષા ષરેષરીછે વાત. ૩૧ સસા તુ તો થાને સુર, મોહરૂપી દરીઓ ભરપુર; વૈરાગ્ય નાવમાં બેશી કરી, વેગે પેલી પાર ઊતરી; સંત પ્રતાપે જમ શો કુર; સસા તુતો થાને સુર. ૩૨ હેંહા હુશથી રા ખો મંન. ગુરૂના દેહનાં કરવાં જતન; ગુરૂ ઇશવરથી જાણો અધીક, સમજે કામ તો થાશે ઠીક; જ્ઞાન રૂ પીયો વરસાવો પરજ્યન; હેહા હુશથી રાખોં મન ૩૩ અયા એ તાહારૂ અજ્ઞાંન, હજુ ન આવી તુજને શાં ન; વિવેકી રહે અછયો દેહ, તેહેને નિરખી કરોને નેહ; તાર વીના નહીં તાહારૂ માન્ય. અયા એ તા હારૂ અજ્ઞાંન. ૩૪ ઉ ઉગ્યાં છે દુખનાં ઝાહાડ, માટે કામ ક્રોધને પછાડય; તેથી લોભ મુમતાને કાઢાડય, દે હ સાથે કરે છે રાઢાડય; હરિ મળવાને હાડય જ પાડય, ઉ ઉગ્યાં છે દુખના ઝાહાડ. ૩૫

શ્રી સીધે કામ કરજો હમતણું, પદારથ ચહુછુ ભ ગવત તણું; કકાનો રસ છે આંત્રસ, બારાખડી અક્ષ ર છત્રીસ; કકો ભણેથી સમજણ પણુ, શ્રી સીધ કા મ કરજો હમતણું. ૩૬ મુજ રંકનો શો છે માપ. સદગુરૂ મોહોટાનો પરતાપ; માત હરકુવેરની પુરણ મેહેર, તેથી ચાલી અનુભવની લેહેર; ભાઇશંકર કે રો છુ સુત, કકો કહયો જ્ઞાંની અદભુત. ૩૭ પ્રભુ પદ ની કરે છે આશ, રેવાશંકર છે નીજ દાસ; ગુરૂ પ્રતાપ ની એ છે વાત, નવીન પક્ષ્ય શ્રી ગોડની નાત્ય; શુધ્ય શીવપુરમાં વસુ છુ વાશ, ગુરૂ દેવનો હું છુ દા સ. ૩૮ સંવત ઓગણી ત્રેવીસો આધાર, માહા વ દી સાત્યમને સોમવાર; સરવે સંત કરજ્યો માહારી શાહાય, ભજન કરવા મુજને આવે હાય; મનનો મો હ તો મિથ્યા વદ્યો, તેથી કકો પુરો થયો. ૩૯

અથ ભજન લીખ્ય તે. રેવા મનને રોહેણીમાં ખીયે. મન મીથ્યા કરે ઉતપાત; રેવા મનને રેહ ણીમાં રાખીયે. ॥ ટેક ॥ મન દોડી દોડી ફાલો ભ રે છે, મોહો માયાની પાશ; અંત સમે કોઇ અર્થની

આવે, પછે થશો નિરાશ. રેવા મનને૦ ૧ મંન મે
હેવાશી મુજાગ કરે છે, મોહોટમનો નહીં પાર; સ
ત સંગ શાંન સમજો નહીં, તને મરતાં ન લાગે વા
ર. રેવા મનને૦ ૨ વિચ્યાર કરી જુવો પાંમર પ્રાં
ણી, મન મારે સહુ થાય; ભાગવત ભજનમાં ભાવ કે
રી લ્યો, તેથી ભવ દુખ જાય રેવામનને૦ ૩ મંન
મેલા જેથી મોહ પાંમ્યા તે ખાશે જમનાં માર.
અજાંન અદેખાઇ આંખ દેખાડીને સત સંગમાં આં
ણે પ્યાર રેવામનને૦ ૪ કહેછે રેવા સંકર કરજોડીને
શેવો સદગુરૂ નાથ, નીરમલ નેહ કરીને નીહાલો સમ
જો સત સંગ સાથ્ય રેવામનને૦ ૫

આ કાગદઅનુભવ લીખ્ય તે, **રાગધોળ** સ્નેહે સતસં
ગજ્ઞાંન ગ્રહીને શીશ્ય કાગળ લખે ગુરૂનેજોને૦૧ સ્વ
સ્તિ શ્રી વીદેહુ શેહેર માહા સુખસ્થાન બીરાજે જો
ને, ૨ અનેક સરવે ઊપમા લાયક ત્રિગુણાતીત સ્વ
રૂપ જોને, ૩ દયા દીનતા વેદ વીવેક, વીચાર સહીત
સમજો જોને. ૪ જ્ઞાંનને વઇરાગ તિવરતીએ શિવ
ના દાય શાંતી જોને, ૫ સુબુધી સજન સો. સોજે,

શાટ શાસ્ત્ર સઉ શરતી જોને; ૬ અનુભવ આદ્યે સહ્
ન સઉ લખીઆ વિદેહનગ્ર સમસ્ત જોને ૭ લખીતં
ગ પુરણના સંગી સદ ગુરૂ ચરણ ઉપાસીક જોને ૮
રેવા શંકરનો સાષ્ટાંગ ડંડવ્રત સદગુરૂ શરણુ
જોને, ૯

સદગુરૂ પ્રત્યે હુતો જાચુ ભક્તિ વારંમવાર જોને
૧ માયાનો પરપંચ ન પીડે, મને મોહ લોભનો પ્રાર
જોને ૨ કાંમ ક્રોધ મદ મચ્છરનો તે મેલ મુજને ન
અડકે જોને, ૩ દંભ દ્વેશ મુમતા નઠ્ય દેખુ, ઇદ્રી દુર
લભ ગાંહુ જોને, મંન અચલ અખંડ અદ્વૈતમાં અહ
રનીશ આરાધુ જોને. ૫ રેહેણીમાં રહીને રાખો સત
સંગ શંતોષ્ય શીલ જોને, ૬ સુરતા સાધન સજન
સાધો સોહંગ સ્વામી મળસે જોને. ૭ પ્રેમ પદારથ
પારસ પ્રાણી, પુરણ બ્રંહ્મ પોતામાં જોને. ૮ રેવા
શંકરના ઘટ માંહી, સદગુરૂ મોટા બોલે જોને,૯

બ્રહ્મ સનાતન સંદગુરૂને દુખની દુગધા કહુછુ જો
ને, ૧ બીજુ લખવા કારણ એછે; સ્થુલનો ઢંગ રહયો
નહીં જોને, ૨ મગાણાંમાં પોકારજ પડીઆ તે શંભ

લાવુ તમને જોને, ૩ પરથ પેટલ પુરજ માંહી, ખપે નહી માલ જોને, ૪ દેશ હાતાનો શાહુ હાલ્યો, એકા એકી જાય જોને. ૫ ચુપે ચક્ષુમાંથી નાઠો તેજાનો નહી તાર જોને. ૬ નાસા નગરીમાં નહી નુર નીર વડે નહીં ધીર જોને. ૭ કાંમલ કરાણુ દેશ ઊજડ છે તેથી ભ્રાંતી ભરમાં જોને. મુલ દ્વાર નગરીનો રાજા;તે હેનો ઘાટ રહયો નહી જોને. ૮ સદ્ગુણ સંપન શિરજ ડોલ્યુ સ્થીર વડે નહી સ્થીર જોને. ૧૦ ચરણ પુરી નો ચતુરો તે ચુપે ચુકયો ચોટ જોને. ૧૧ હસ્ત પુરી માંનો હીરો, -હૃદય કરી હડતાઓ જોને. ૧૨ એરી ત્યે વિવેકે વીનતી સઊ પગાણાંની અરજ જોને, ૧૩ ચીત ચઇતન ચક્ર વ્રતીની પાશે ફરીઆદ કીધી જો ને. ૧૪ મરજી માફક હુકમ કરસો, તે રીત્યે વરતાય જોને. ૧૫ રેવાશંકરને માપે છે. સદગુરૂ મોટા શમ રથ જોને, ૧૬

સદગુરૂ સંગત્ય જે જન કરસે; તેહેને સોહંગ હજુર જોને; ૧ સમઝયાથી કારજય સઊ સરસે સાર સંગ્રહ કરજો જોને. ૨ ઊંમેદથી અલખ ઓલખવા

આનંદ ઊરમાં આણો જોને, ૩ પરનંધા પરવરતી મુકો; માહા વાકયમાં માહાલો જોને. ૪ ભાવે ભકતી ભવમાં કરીએ ભવ શાગરથી તરસો જોને ૫ ચોરાશીની ચાલજ ચુકો, ચુપે ચીતમાં ચેતી જોને ૬ શાજન શરવે સોધ કરીલ્યોશાચા શરજન હાર જોને કોડ કરી કેવલ પદ નીરખો નેડુ નીરંતર કરીયે જોને. ૯ મનથી મીથ્યા માયા મુકો, મરજીવ્યા થઇ માંહાંણો જોને, શદગુરૂ મોહોટા મોક્ષજ દાતા; શત રૂ ક્ષય કરસે જોને, ૧૦ કરજોડી રેવાશંકરે કોડે કાગદ લખીઓ જોને ૧૧

અથ શ્રી ગુરૂ મહિમા લીખ્ય તે **સાખી**, સમરૂ સદગુરૂ દેવને, તેથી કોટિ વીઘન મટી જાય; પ્રકાશીક બુધ્ધિ આપજ્યો, વરણવું ગુરૂ મહીમાય. ૧ પ્રથમ સદગુરૂ નાથને, ચરણે નમાવી શીશ્ય; અખંડાનંદ સ્વરૂપ શીતળ, જયકત્ત તણા જ્યુગ દિશ. ૨ **છંદ** શદા સેવજ્યો, સદગુરૂ સંત સ્વામી, અભીત્ર વિશ્વ માંહી છે અંતર જ્યાંમી; તેહેને ભજી લ્યો સહુ ભાવ કરીને, નિજાનંદ જાણી જશો બાવ તરીને. ૧ ખાંતું

બહૈ રાખો-પ્રભુ માહારા નાથ; મને ભવમાં બુડતાં ઝા હાલો હાથ; માહારે આશરો છે પ્રભુજી તમારો, દ યા દ્રષ્ટીથી કાર્ય માહારૂ સધારો. ૨ માહા પાતકી છુ હું દિન દયાળ, જાળવજો ગુરૂજી આવે નહીં આ ળ; ભવ ભટકણ ભાગીને સારા કાજ્ય, નામ નિશ્ચે કરી હું બેઠો છુ આજ. ૩ અધર્મી ઘણા અવની માંહી તે નંદે, કુકર્મી અનુભવીને નવ્ય વંદે, કઠોર કુવાકય કરે છે સમેત, નથી જાંણતા મોક્ષ તણા સંકે ત. ૪ હેવા મુઢ પાપી વસે છે અપાર, ન જાંણે તે બ્રંહ્મ સનાત સાર; પ્રવર્તી પરિવારને જાણે સાચું, અદ્વૈત અજ્ઞાંનમાં મગ્નછે ઘણુંકાચું. ૫ મોહમારનાં બંધ ને બાંધ્યા તાંણી, તેથી કામ ક્રોધ મુમત બેઠા જાંણી; લોભ લાભ પુત્રને હાથે રમાડે, તેહેને પુર્ણ બ્રંહ્મ તે અંત્યે રંડાવે. ૬ પુરવના પ્રેમી પ્રાણીને ભક્તિ ટેક, તેહેના મનમાં ગુરૂ ગોવીંદ એક; વેદ ભેદના મર્મને જે ન જાણે, તેતો પ્રેમ પદારથ બહુ તાંણે. ૭ વિવેકે વિચારો નથી ઠાંમ ખાલી, રહ્યા સચરાચરમાં બહુ ભાળી; હેવા છે અચળ અમલ તે અખંડ, માહા

પાતકીને આપે બહુ ડંડ. ૮ સાચા સદ્ગુરૂ શરણે જાચવા આવ્યો, વારવાર ભક્ત કરવા કહાવો; વૈકુંઠ ગોલોક માહારે ન જોઇએ, અજપદ કૈલાસ વાન ન થેય. ૯ સતસંગ કરવા અહરનિશ થાપો, અવિનાશી પદ ભક્તિ તે મુને આપો; નડે નહિં તે કોઇ દુશ્ચીત જરૂર, બાંનુબદૈ પાળીને થાજો હજુર. ૧૦ ગુરૂને પોતે સમતુલ્ય ગણે છે, તેતો જન ચોરાશી માંહી ફરે છે; ગુરૂ સાથે પ્રપંચ વાત બનાવે, તેહેને પ્રભુ રૈરૈ નર્કે ઠરાવે. ૧૧ ગુરૂ જ્ઞાન વિના ફરે જન જ્યાંહી, તેહેને ગુરૂ નાંખે વિના જળ તાંહી; ગુરૂ સાંથે દુશ્ચીત વાકય વદે છે, તેહેને ગુરૂ મુખ સાહીત કાહાડે છે. ૧૨ ગુરૂની શેજા વિશે ચર્ણ ડારે, તે તો પ્રાંણી ત્રિજન્મ સુક્રીત હારે; ગુરૂને જે ગાળ દેઈ ફફળાવે, તેહેને નાથ અઘોર વને ઠરાવે. ૧૩ ગુરૂ સાથે અધીક અભિમાન રાખે, તે તો પ્રાંણી નિશ્ચે ભવરોગ ચાખે; ગુરૂની નીંદ્યા કરી સુણી ચાલે, તે તો પ્રાણી કોળનોળ માંહિ માહાલે. ૧૪ ગુરૂને ચરણે ન નામે શિશ, તેહેની ઉપર પ્રભુ ધરે ખ્રુ

હુ શીશ; ગુરૂને લોપી જે અધીક પુજાય, તે તો પ્રાણી નિશ્ચે નીરધન થાય. ૧૫ ગુરૂને જે ભાવે ભોજન કરાવે, તેહેને પુણ્ય બ્રંહ્મ તે સંત બનાવે; ગુરૂનુ ચરણોદક કરે પાંન, તે તો પ્રાંણિ નિશ્ચે છે મોક્ષજ વાંન. ૧૬ ગુરૂનીજેશેવા કરી સુખઆપે, તેહેનાં પ્રભુ કોટીક કર્મ તે કાપે; ગુરૂની આજ્ઞા પાળે જે સમેત, તે તો પ્રાંણી સદગુરૂ સાથે સંકેત. ૧૭ ગુરૂ મુરજાદા નરાખે જેહ, થશે પ્રાંણી રાનમાં રીછ ગેઝ તેહ; ગુરૂનુ ધ્યાંન ધરે નહીં જન, તે તો પ્રાંણી પાપે પડે જઇ વંન. ૧૮ ગુરૂનુ જે ઉછીષ્ટ ભોજન ખાશે, તે તો જન જરૂર નીરરોગી થાશે; ગુરૂ ગુરૂ જપશે જે પ્રાંણી જરૂર, તેહેને પુણ્ય બ્રંહ્મ સદા છે હજુર. ૧૯ જેણે સદગુરૂ ન જાણ્યા તે પ્રીતે, તપે પ્રાંણી ત્રિવીધ તાપમાં રીતે; નથી જાંણવા વેદનો ધર્મ પોતે, તે તો પ્રાંણી બોળયા જડે નહિ જોતે. ૨૦ પિતા સદ ગુરૂજી હું પુત્ર તમારો સહુ શતરૂ કાંમાદિકથી ઉગારો, જયારે જોર શતરૂનું મુજ પર વાજે; જુવો નિજ શણ ગ્રુ ખાંનુ તે લાજે. ૨૧ વિશ પાંન માતા બાળકનેરે આ

પે, તારે તેહેનેં બીજુ તે કુણજ થાપે; ગરીબનો બેલી
પ્રભુજી સદાછે, હેવી શાખ્ય શાસ્ત્ર વિસે તે રહીછે. ૨૨
તાતજી તમે તંન પાસે બેસાડો, ટાલી દુખને પુત્ર સુખે
રમાડો; નથી કોય જો તમોવિના સહાય, આપે દીલ દ
યા કરી પ્રભુ હોય. ૨૩ અચળ સુખા શીઘ્રતા સદગુરૂ
આપો, કોટી કર્મ વિગન પ્રભુજી તે કાપો, ઘણા સાંમ્ર
થવાંન છો પ્રભુ પોતે, કરો ઉપગાર અવિદ્યા તે ખોતે.
૨૪ ભાવે ભક્તિ કરતાં પિડયા બહુ થાય, તે તો બઈ
બાંનાનુ તમારૂ જાય; સદ્ભિનો વલિ જયાહારે જ્યાંબુક
ખાશે, પ્રભુજી જુવો હાંશી તમારી થાશે. ૨૫ સુરા
નુ વળાવુ જે લેઇને વંદે. તેહેમાં લુટચ થાશે તો જગત
નંદે; પ્રભુજી તમારી સાથ્યે લાગી તાલી, પુરવની પ્રીત્યે
મુજને લેજ્યો સંભાળી. ૨૬ હું તો નવ મુકુ તે સંગ
તમારો, પ્રભુજી તમો ભવમાંથી ઉગારો; નાઠે નહીં છુટો
જસ્યો તમે જ્યાંહી, હુ તો દોડતો દોડતો આવું તાંહી.
૨૭ હુ તો કહુ તમને માયાને સંકેલો, પ્રભુજી કાહાડો
મુગ સાહિત વેલો; હેનાં જોરથી જક્ત તે સહુ સુઝે. ટા
ળોને અવિદ્યા તેથી ભક્તિ સુજે. ૨૮ ઘણા જ્ઞાંનીને

